# મોતની વણઝાર

★

દુર્ઘટનામાં
સેંકડો શબોની દિલ
કંપાવનારી કથા



# નિવેદન

આજથી લગભગ આઠ માસ પૂર્વે બંગાળમાં અનાજની આફત એની પાંખ પસારી રહી હતી; અને જ્યારે જપાની બોંબ વર્ષાએ નિર્દોષોનાં લોહી વહાવ્યાં હતાં, ત્યારે બંગાળની કમ્યુનિસ્ટ પાર્ટીએ તમામ દેશાભિમાની પક્ષો અને વ્યક્તિઓને અરજ ગુજારી હતી: "આવો, આપણે સૌ ભેગા થઈ માતૃભૂમિની રક્ષા કરીએ; લોક અનાજ સમિતિઓ સ્થાપી આપણાં આ અધપેટ બંગવાસીઓની સેવામાં લાગી જઈએ." અને ગામડે—શહેરે લોક અનાજ સમિતિઓ સ્થપાઈ. બંગાળમાં એવી સંકડો સમિતિઓ કામે લાગી. પણ હજી તમામ દેશાભિમાની પક્ષો આવી રહેલી કારમી આફતને ઓળખી જઈ, પોતાના અંદર અંદરના મતભેદોને બાજુએ હટાવી આ અનાજ મોરચે એક થયા ન હતા.

આજે એકલા બંગાળ જ નહિ, પણ સારા દેશમાંથી કીકિયારી ઉઠી છે: "બંગાળના ભાંડુ-

( પાછલા પૂંઠા પર જુઓ )

# મોતની વણઝાર

મિ. સોમનાથ લાહિરીએ સગી આંખે
નિહાળેલી, કલકત્તાની શેરીઓની
દિલકંપાવનારી કથા

બંગાળ રાહતફંડ અર્થે : ગુજ-
રાત કમ્યુનિસ્ટ પાર્ટી તરફથી

# કલકત્તાની કારમી કથા

[ અનેકમાંથી થોડી વીગતો ]

૧૬ થી ૨૦ ઓગસ્ટ: ૧૨૦ મુડદાં
૬૦૦ હોસ્પિટલમાં



૧૪થી ૨૧ ઓગસ્ટ એક અઠવાડિયામાં
કલકત્તાનાં કુલ મરણ: ૧૧૨૯
( આગલાં વરસોની સરેરાશ કરતાં બમણાં ! )



ધી મુસ્લિમ યુવક સમિતિએ

| | | | | |
|---|---|---|---|---|
| મે | માસમાં | ૨૯ | મુડદાં | દફનાવ્યાં |
| જૂન | „ | ૩૫ | „ | „ |
| જુલાઇ | „ | ૧૪૦ | „ | „ |
| ઓગસ્ટ | „ | ૧૬૦ | „ | „ |

"ચાંદની" મ્યુનિસિપાલિટીએ
ઓગસ્ટમાં ૧૦૦ મુડદાં દફનાવ્યા !

ઓહ! આ ચિત્ર કેટલું ભયંકર છે! એક ઝાડની છાયા નીચે સડી રહેલું, ગંધાતું શબ...એના મોં પર માખીઓ બણબણ કરી રહી છે! પવન અને વરસાદનાં ઝાપટાં ઝીલતું, એ કાદવ અને પાણીના ખાબોચિયામાં પડયું છે!

તમને લાગશે કે, બરફાનના પૂરમાં તણાઈ આવેલા શબનું આ ચિત્ર હશે. ના, એમાં તમારી ભૂલ થાય છે. આ તો કલકત્તાના સરક્યુલર રોડની ફૂટપાથ પરનું એક દૃશ્ય છે. સારી એવી ધમાલ ને લોકોની સતત આવજાવાળો આ રસ્તો છે. આ ચિત્ર ખેંચું છું, તે વખતે ય અમારી પાસે થઈને સેંકડો લોકો આવ જા કરી રહ્યાં છે.

*

સવારનો નીકળ્યો છું-મનમાં છે કે, કલકત્તાના દારિદ્ય અને ભૂખમરાને કેમેરામાં ઉતારી લઇ, દેશભકતોની સામે બંગાળની આ ભયંકર વસ્તુસ્થિતિનો ચિતાર ખડો કરી કહીશ,

"તારા દેશનાં માણસોને પેટપૂર અન્ન પૂરું પાડવા સરકાર ને એના કારભારીઓ નાકાબેલ નીવડયા છે, દયા ધરમ ને દાનના ય હાથ આજે ટૂંકા પડયા છે, તારાં દેશવાસીઓ નિરાશ ને હતાશ થઈ ટપોટપ મોતના કરાલ જડબામાં હડસેલાઈ રહ્યાં છે. જનતાના સેવક ને દેશની આઝાદીના લડવૈયા તરીકે આજસુધી તેં દેશનાં ને લોકોનાં કામ કર્યાં છે! ઉઠ! આજે જ ભારતમાને તારી ખરી સેવાની જરૂર પડી છે, મનની સંકુચિતતા અને પૂર્વગ્રહોનાં જાળાં તોડી ફગાવી ઉભો થા, ને કમ્મર કસી કામે લાગ! તારા વિના આજે કોઈના હાથમાં આ સંકટ નીવારવાની ચાવી રહી નથી!"

*

આજે તો શહેરનો ખૂણે ખૂણો ખોળી નાખવો છે, કલકત્તા આખું ખૂંદી વળવું છે. ચાલો, સિલદાહને રસ્તે જ આગળ જઇએ.

કલકત્તાને રસ્તે રસ્તે ભૂખે મરતાં માણસો ભીખ માગતાં ભટકી રહ્યાં છે દરેક સાંજે કલકત્તાના આ રસ્તાઓ પર એકાદ બે મુડદાં તો તમે

જોવા પામો જ પામો. હવે એ વાતની અહીં કોઈ નવાઇ રહી નથી. એ. પી. નો અહેવાલ કહે છે કે, ઓગસ્ટની ૨૧ મી એ પૂરા થતા, માત્ર એક જ અઠવાડિયામાં ૫૦૦ માણસોને રસ્તે પડેલાં ઉંચકી લઇ, ઈસ્પિતાલ પહોંચાડવામાં આવ્યાં ને એમાંથી ૪૦ જણનાં મોત નીપજ્યાં છે.

રસ્તે પડેલાં મુડદાંઓની સંખ્યા તો આમાં હજી ઉમેરવામાં જ આવી નથી.

*

આ ચિત્રમાં પડેલા મુડદા વિષે તો હું કશું જ જાણતો નથી. કદાચ કોઈને ય એ વિષે ખબર નહિ હોય. પણ હું જાણું છું, ઓળખું ય છું એવા ય સંખ્યાબંધ લોકો છે, જેઓ હજી મરી પરવાર્યા નથી. પણ ધીમે ધીમે એ રસ્તે તેઓ આગળ વધી રહ્યા છે. દરેકની દરિદ્રતા પાછળ એક એક લાંબી કહાણી છે! એક આખો વર્ગ—લોકોનો સમગ્ર સમૂહ ભૂખમરાની ખાઈ તરફ કેમ ધકેલાઈ રહ્યો છે, એની ય એક લાંબી ને કરૂણ કહાણી છે. શારીરિક સંપત્તિ ય

એમની પાસે સારી હતી. કામ કરવા—તનતોડ મજૂરી કરવા સદા તત્પર એવો આ શ્રમજીવી ખેતમજુરોનો આખો વર્ગ જાણે આજે ભુખમરાને કારણે ભુંસાઈ જવા બેઠા છે !

*

## એક બેઠુનું કુટુંબ !

**આ** મુદ્દાથી થોડે જ છેટે એક કુટુંબ બેઠું છે. આધેડ ઉંમરનો એક પુરૂષ છે, સ્ત્રી, બાળકો ને એમનું કોક સગુ સંબંધી ય છે... વરસાદથી બચવા એમની પાસે એક છત્રીનું આખું ઢાંકણ છે. ને એના આશરા હેઠળ જ કંઈક ખાવાનુ ય રંધાઇ રહ્યું છે. કુટુંબ આખુ હજી તો તંદુરસ્ત દેખાય છે ! મને લાગે છે કે, ફૂટપાથને આશરે આવ્યે હજી એમને બહુ લાંબો વખત નહિ થયો હોય. ચાલો જઈને ખબર તો પૂછીએ—

હુગલી જીલ્લાના માગરા ગામનાં આ રહેવાસીઓ છે. ખેતરમાં મજુરી કરી આજસુધી ગુજરાન ચલાવતાં. પણ આ મોસમમાં તો એ કામ ય પૂરું થયું હતું. ગાંઠ બાંધી ભેગું કરેલું ય

આવી મોંઘવારીના વ્હાડામાં કેટલુંક ચાલે તે ? આખરે અનાજની શોધ કરતાં કરતાં, ગામનાં બીજા લોકોની સાથે સાથે એ ય કલકત્તે આવ્યાં... એક કોટડી ભાડે લઇ પાસેના લત્તામાં રહેવા માંડયું. નોકરી ને મજુરીની શોધમાં શહેરના રસ્તા ને ગલીઓ ખૂંદવા માંડયાં, પણ મિથ્યા...

મહિનો પૂરો થયો. ગાંઠે બાંધી આણેલું ધન તો ઘરના ભાડામાં ને ખાવામાંજ ખપી ગયું. બીજે મહિને એમણે કામની વહેંચણી કરી લીધી. કુટુંબ આખું જુદે જુદે રસ્તે ભીખ માંગતું ફરે, ને સ્ત્રીએ સવારથી સાંજ સુધી અનાજની દુકાન આગળની કતારમાં ઉભા રહી, શેરભર ચોખા ખરીદી લાવવા ને સાંજે સૌએ ભેગાં મળી એ રાંધી ખાવા.

સ્વાભાવિક રીતે, બીજે મહિને ઘર ભાડું આપવાની એમની સ્થિતિ રહી નહોતી. એક દિવસ સાંજે ઘેર આવી જુએ, તો બારણે તાળું મારેલું છે, ને ઘરનું રાચરચિલું ને માલ મિલ્કત બધી સામી ફુટપાથ પર ફેંકી દેવામાં આવી છે.

એ માલમિલ્કતમાં શું હતું ? તો કહે—બે ફૂટયાં તૂટયાં માટીનાં હાંડલાં, બે ત્રણ ધાતુ—પિ-તળની થાળી—વાટકી ને થોડા ગોદડી—ગાભા !

ખેર ! હવે તો ફૂટપાથ જ એમનું આશ્રયસ્થાન બન્યું છે. રોજ, આખા દિવસની ભીખને અંતે ૬—૭ આનાની આ કુટુંબને કમાણી થાય છે, સારાં શુકને જાય તો સરકારી દુકાનેથી શેરેક ચોખા મળી રહે છે. સાંજ પડયે આખા દિવસના રખડાટ તરખાટ પછી આ શેર ચોખા એ આખા કુટુંબનું જીવન—અમૃત બની રહે છે. ને ચોખા ન મળ્યા તે દિવસે લાંઘણ !

મેં કહ્યું, "આટલું દુઃખ વેઠો છો, ત્યારે સમૂહ રસોડે જઈ બધાં જમી આવતાં હો તો ?"

"ઓહ ! ત્યાં તો ગીરદીનો પાર નથી ! વળી, ગમે તેમ તો ય અમે રહ્યાં ખેડૂત ! કપરો કાળ આવ્યો છે, તો બે પૈસાની ભીખ માગવી પડે છે, પણ અમે ભીખારી તો નથી જ. રાંધ્યાં ધાન તો આજ લગી કદી માગ્યાં નથી. એ કામ આજે અમથી કેમ થાય બાબુ ?" કુટુંબનો વડો પુરૂષ બોલી ઉઠયો.

હું ચૂપ રહ્યો........... શું બોલું ?

થોડીવારે એ ફરી બોલ્યો, "બાબુ, તમે તો અહીંના રહેવાસી ને જાણકાર છો. મને ક્યાંક કામ ન અપાવો ?"

આજસુધી જેણે મહેનત કરી, લોકો માટે ધાન ઉગાડ્યું છે, આજેય ધરતી ફોડી ધાનના ઢગલા કરવાની એનાં બાંવડાંમાં તાકાત ભરી છે, આજે સ્વમાન ને ઘર-કુટુંબની લાજ-આબરૂને કોરે મૂકી, રસ્તે ભીખ માગી ખાતાં એના દિલમાં ચીરા પડે છે, પણ લાચાર બની એને આજે બધુંય કરવું પડે છે...

આવતી કાલનું ભવિષ્ય વળી એથીય કાળું દેખાય છે...થોડાં જ ડગલાંને અંતરે એક મડદું સડી રહ્યું છે...

*

શહેરમાં રહેતા ગરીબો-કામદારો અને મોટા મોટાં વેપાર કેન્દ્રોના નોકરિયાતોની સ્થિતિ તો સારી છે. કારખાનાંઓ અને પેઢીઓ દ્વારા એમને અઠવાડિયે ૫ શેરથી રાા શેર જેટલા

ચોખા મળી મળી રહે એવી વ્યવસ્થા થએલી છે.

પણ ફેરિયાઓ, ફળફુલ વેચનારા, નાના નાના દુકાનદારો અને એવા નીચલા મધ્યમ વર્ગના લોકોની સ્થિતિ અત્યંત કફોડી બની ગઇ છે.

એવા એક માણસને હું ઓળખું છું. ચશ્માની ફ્રેમો ને એવો પરચુરણ સામાન વેચવાનો એ ધંધો કરે છે. મહિને પચાસેક રૂપિયા જેમ તેમ કરી કમાઇ લે છે. કેટલાક મહિના પહેલાં ૪ મણ ચોખાનો જથ્થો ખરાદી એણે સંઘરી રાખ્યો હતો. કાળાબજારને ભાવે ચોખા ખરીદ-વાની એની શકિત નથી. સસ્તા અનાજની દુકાને ઉભા રહી સાંજ પડયે શેર ચોખા મેળવવાનો ધંધો ય એને પાલવે તેમ નથી. આખો દિવસ શેર ચોખા માટે ત્યાં ઉભો રહે, તો ધંધો કોણ ચલાવે?

પહેલાં તો ગમે તેમ મિત્રો ને પડોશિયો સાથે ગોઠવણ કરી, તે ચોખા મેળવી લેતો. પણ હવે તો એ વખત ય ગયો! 'સબ સબકી સમા-લિયો—નહિ તો—જહાન્નમમેં જાઇયો!' મિત્રતા

પડોશી ધર્મ—બધું જ બાળે, આ ભૂખમરાની લ્હાયમાં ખાખ થઈ ગયું છે! ખોરાકના ભાવ તો પાગલ બની ઉંચે ને ઉંચે જઈ રહ્યા છે. માત્ર એ જ મહિનામાં ૨૫ રૂપિયા...૩૦...૩૫ ને ૪૦ રૂપિયા સુધી પહોંચી ગયા છે.

ઓ ભગવાન!...આ લોકો તે શું ગાંડા થઈ ગયા છે? આ ભાવ અટકશે ખરા કે નહિ? ઘરની કોઠીમાંના ૪ મણ ચોખા ય ક્યાં સુધી ચાલશે? કોઠી તો ઉણી ને ઉણી થતી ચાલી છે!

ઘરનાં માણસો નક્કી કરે છે. "બબ્બે કોળિયા ભાત ઓછા ખાઈશું તો ચાલશે. આવતી કાલે ભૂખે મરવાનો વારો ન આવે તે તો જોવું જ રહ્યું!"

બબ્બે કોળિયા ઓછા પરથી અઠવાડિયે એક એક દિ ઉપવાસ પર ને અંતે એક એક ટંક પર ને છેવટે...! લાંબો વિચાર કરતાં દિલ જ ભાંગી પડે છે...જવાદો.

*

## હવે, મરવાનું બાકી રહ્યું છે...

મધ્યમ વર્ગના એક બીજા કુટુંબની વાત કહું!

માથા દીઠ ૨૦ રૂપિયા કરતાં વધુ આવક ન હોય તેવાં કુટુંબોને ૧૫ રૂપિયે મણ ચોખા મળે, એવી વ્યવસ્થા અહીંના દયા દાન કરનાર મારવાડીઓ તરફથી થઇ હતી. જનરક્ષા સમિતિના સ્વયંસેવકો મહોલ્લે મહોલ્લે ફરી વસ્તી ગણત્રી કરી, મદદ આપી શકાય તેવા માણસોના આંકડા ભેગા કરવાનું કામ કરી રહ્યા હતા.

આઠ નવ માણસોનું એક કુટુંબ હતું. એની એકંદર માસિક આવક ૧૫૦, ૨૦૦ની હશે. સ્વયંસેવકો કુટુંબની માહિતી મેળવવા પ્રશ્નો પૂછી રહ્યા હતા. કુટુંબનો વડો એકદમ ઉશ્કેરાઈ ગયો: "મારી આવક શું છે, ને શું નથી...એ બધું જાણવાની તમારે શી પંચાત છે?"

સ્વયંસેવકોએ એને ઠંડો પાડી બધી વાત સમજાવી. 'જરૂરિયાત હોય તેવા લોકોને રાહત આપવા માટે આ આંકડાઓની જરૂર છે... વિગેરે વિગેરે...'

"રાહત ને બાહત...અમારે એવા મખ્ખીચૂસ મારવાડીઓનાં દયાદાનની કશી જ જરૂર

નથી. અમે એમને બરાબર ઓળખીએ છીએ...
સો ઉંદરડા મારી બિલ્લીબાઇ કાશીની જાત્રાએ નીકળ્યાં છે...આખો દિવસ દુકાન પર માણસોનું લોહી ચૂસીચૂસી તગડા થવું, ને સાંજે ૪ આનાની બીચડી ગાયોને નાખી એટલે આખા દિ'નાં પાપ ધોવાઈ ગયાં ! પત્યું જાણે—

"આ પેલા સુરજમલ નાગરમલની જ વાત જુઓને. એક બાજુ શ્રદ્ધાનંદ પાર્કમાં ગરીબો માટે રસોડાં ખોલી બેઠા છે ને બીજી બાજુ, આના આ જ લોકો સંબલપુર અને બીજી જગાએથી સાવ સસ્તા ભાવે હજારો મણ ચોખાની આયાત કરે છે, ને અમારી પાસેથી એનો ધૂમ નફો ખાઇ તિજોરીઓ ભરે છે.

'તમે સાચું નહિ માનો, જવા દો...આવા હલકટ ને નીચ લોકોના હાથની કોઇ જાતની મદદનો મને ખપ નથી. અમે તો સરકારી દુકાને જઇશું, આખો દિ' ઉભાં રહી, જે મૂઠી ચોખા મળશે તે ખાઇને જીવીશું.

"લોકોને ખવડાવી ન શકે તે વળી સરકાર

કેવી ? આ બધી અછત જાગી છે તે આ લીગી પ્રધાન મંડળને પાપે જ તો."

સ્વયંસેવકોએ પૂછ્યું, "તો શું હકકનું પ્રધાનમંડળ હોત તો આથી વધુ સારૂં હોત ? કોઈ પણ સરકાર, કે કોઇ પણ પ્રધાનમંડળ હોય, પણ દેશભકતો જો પોતાના લોકોને સંગઠિત કરી, જનરક્ષાના કામમાં સાથે મળી કામે ન લાગી પડે, ત્યાં સુધી કોઈ આ સવાલનો સાચો ઉકેલ નહિ લાવી શકે."

"હા, જનરક્ષા સમિતિનું કામ કંઈ ખોટું તો નથી જ. પણ મને તો એવો વખત ય મળતો નથી. ને તમે ય કેટલું કરી શકવાના ? આ સરકારને અહીંથી હાંકી કાઢો, તો જ પ્રધાનમંડળ પણ કંઇક કરી શકે. પણ એ ય કોણ કરે ? લડત પણ નિષ્ફળ ગઈ, નોકરશાહી તો વધુ સખત બની ગઇ. સુભાષ બોઝે ય કંઈ કર્યું નહિ. કમ્યુનિસ્ટો ? હા, એ લોકો જનરક્ષા સમિતિઓ દ્વારા કંઇ કામ કરે છે, પણ એમાં ય આ સરકારની વિરુદ્ધ તો કંઈ નહિ જ ને ?"

"તો પછી હવે કંઈ કરવાનું જ બાકી રહેતું નથી કે શું ?" સ્વયંસેવકે પૂછ્યું.

"કરવાનું ? હા, કેમ નહિ, મરવાનું બાકી રહ્યું છે, ને એની સામે તો કોઇને કશો વાંધો છે જ નહિ!"

*

## સંકટની ઘડીએ હતાશા !

આ માણસ દેશદ્રોહી કે જપાન તરફી તો નથી જ નથી માત્ર એનું જીવન કડવાશ અને હતાશાથી ભરાઇ ગયું છે.

આ વાતો સાંભળતાં મને લાગ્યું કે જાણે, હું કિરણશંકર રોયનું ભાષણ સાંભળી રહ્યો છું. પ્રધાનમંડળે થોડા વખત પહેલાં, અનાજના સવાલની ચર્ચા માટે એક પરિષદ બોલાવી હતી. બંગાળ કોંગ્રેસના નેતા કિરણશંકર રોયને એમાં આમંત્રણ આપ્યું હતું. પરિષદમાં ભાષણ કરતાં એમણે પણ આખા બંગાળનું આવું જ નિરાશાજનક ને કરુણામય ચિત્ર ચીતર્યું હતું. આ ભયંકર પરિસ્થિતિને સુધારવા માટેનાં સૂચનો કે

સલાહો તો બાજુ રહી ગઈ, પણ એમણે તો કહ્યું કે, "હવે સરકારે માત્ર આપણે માટે મૃત્યુનો જ રસ્તો ખુલ્લો રહેવા દીધો છે!"

બીજું કોઈ આમ બોલ્યું હોત તો કદાચ આપણે હસી કાઢતે, પણ આજે તો આખી પરિસ્થિતિ જ એટલી ગ્લાનિયુક્ત ને અંધકારમય બની ગઇ છે કે, કોઇનામાં હસવાની હિંમત રહી નથી. અત્યંત દુઃખની વાત છે કે, આજે આપણા દેશભક્તો પોતાની અને જનતાની શક્તિ પરથી વિશ્વાસ ગુમાવી બેઠા છે. ને દેશના આ કારમા સંકટની ઘડીએ જ હતાશા એમને ઘેરી વળી છે.



## કાગડા કુતરાંના મોતે...!

ચાલતાં ચાલતાં મને બીજી એક વાત યાદ આવી ગઇ. હજી ગઇ કાલે જ ફરીદપુરથી એક બિરાદરનો મારા પર કાગળ હતો. એમાં એણે લખ્યું હતું કે,

"ગોસાઇરિહાટના બજારમાં ભૂખથી અરધો

બેભાન જેવો થઈ ગયેલો એક છોકરો પડયો હતો. હાલવા ચાલવાની એનામાં બિલકુલ તાકાત રહી નહોતી. એક રાતે શિયાળવું આવ્યું ને એના જમણા પગમાંથી માંસના બે લોચા કાઢી ગયું. અડધો મરેલા જેવો એ છોકરો કેટલાક દિવસ સુધી ત્યાં ને ત્યાં જ પડયો રહ્યો...કોઈએ એને ત્યાંથી ખસેડવાની સુદ્ધાં તકલીફ લીધી નહિ. ફરી પાછું એકવાર શિયાળ આવ્યું ને એના આખા હાથ પગ ને બીજાં અંગો પણ ટોચી ટોચી ખાઈ ગયું. એણે ચીસો પાડી હશે તો ય એના મંદ અને નિર્બળ કંઠની ચીસો કોઈ ને કાને ય પહોંચી નહિ હોય ! બીજે દિવસે બજારમાં વહેલાં આવનાર લોકોએ જોયું, તો ચારે બાજુથી કોરી-કરડી ખાધેલું એ છોકરાનું શબ ત્યાં પડયું હતું !"

મન ઉદાસીનતા ને ગ્લાનિથી કડવું બની ગયું. મારું ગળું રૂંધાવા લાગ્યું. શું મારો આખો દેશ આ કમભાગી છોકરાના જેવો લાચાર અને હતાશ બની ગયો છે ! મારું મન જલી ઉઠયું, તો શું આ કારમી ને ભયંકર પરિસ્થિતિ પણ

દેશભકતોને કંઈક કરવાની પ્રેરણા ને સૂઝ આપી ઉભા નહિ કરી શકે ?...આપણે જાતે પગભર થઇ આ સંકટમાંથી નીકળવા પુરૂષાર્થ કરીશું ખરા. કે પછી સરકાર પર માત્ર ગાળો અને શાપ વરસાવતાં વરસાવતાં કાગડા કુતરાંના મોતે મરવા તરફ જ આગળ ધસ્યે જઈશું ?

*

**મારા મનમાં વિચારોનું જુદ્ધ જામ્યું.**
—સામાન્ય દેશભકતોની જેમ જ. શ્યામપ્રસાદ મુકરજી મનની આ ગડમથલને ટૂંકમાં વ્યકત કરી જાય છે. સ્ફુર્તિભર્યા દેશભકતોનું વ્યકિતત્વ પોતાના દેશબંધુઓનાં દુઃખો જોઇ દાઝી ઉઠે છે, જીવ એમનો અંદર ને અંદર કોરાઇ જાય છે, જંપ લઇ એમનાથી નિરાંતે બેસી શકાતું નથી. તેઓ રાહત સમિતિ પાસે દોડી પહોંચે છે. પ્રધાનમંડળ પાસે પણ જઇ પહોંચે છે—જે થાય તે—કંઈક તો કરવું જ જોઈએ.

પણ પછી, એમનામાં રહેલું લીગ—વિરોધી તત્વ ઉઠીને માથું ઉંચકે છે.

જનતાનાં દુઃખો દૂર કરવા માટે સંકુચિત ઝગડાઓના વાડામાંથી નીકળી લીગ સાથે એકતા કરવી કે નહિ ?

ના, ના, કદી નહિ.

તો અનાજચોરો પાસે સંઘરાયેલો અનાજનો જથ્થો બહાર કઢાવવામાં એમને સાથ આપવો કે નહિ ?

સંઘરાખોરો કે અનાજચોરોનું નામનિશાન જ ક્યાં છે ? અનાજ તો બધું લડાઈમાં ઘસડાઈ જાય છે.

તો પછી કરવું શું ?

હવે કંઈ થઇ શકે તેમ છે જ નહિ, માટે સરકારને ખુલ્લી પાડો, ખુલ્લી પાડો, ખુલ્લી પાડો...બસ !

ને હિંદુ મહાસભા એક એવી મતલબનો ઠરાવ પસાર કરી કહે છે કે, જપાની ફાસિસ્ટો કદાચ બંગાળને ખવડાવવા માટે બ્રહ્મદેશના ચોખા આપે ય ખરા !

મૂછમાં હસતા અનાજચોરો કહે છે કે,

"ખેરિયત છે!" સિંગાપુરમાં બેઠા ફાસિસ્ટો દાંત કચકચાવી રાહ જોઈ રહ્યા છે કે, 'ક્યારે...?'

## શ્રમમાંથી તારો વિશ્વાસ રખે ડગે!

આ બાજુ મુડદાં તો ખડકાયે જ જાય છે...ખડકાયે જ જાય છે. વળી પાછા એમનાથી રહેવાતું નથી...ને પાછાં રાહત ફંડો–સમૂહ રસોડાં, ને અનાજ ભંડોળ ભેગો કરવા પાછળ તેઓ મંડી પડે છે.

કલકત્તાનો દેશભકત આજે આ બધાં કામો કરી રહ્યો છે. આજે આટલે વખતે ય શું એને એટલો આત્મવિશ્વાસ નથી જાગ્યો કે, 'એક વખત જો હું ધારું તો શું ન કરી શકું?'

પૂરો એક મહિનો ય નથી થયો, ત્યાં તો ૭ લાખ રૂપિયા કરતાં ય વધુ રાહત ફંડ એણે ભેગું કરી નાખ્યું છે. સસ્તું અન્ન પૂરૂં પાડતાં રસોડાં ખોલી, આજે હજારો ભૂખ્યાં ને ખવડાવવાનું કામ એણે શરૂ કરી દીધું છે!

જનરક્ષા સમિતિની જેમ જ વકીલોનાં

મંડળે, મુસ્લિમ લીગે પણ રસોડાં ખોલી કંઇક ને કંઇક ભાર પોતાની ખાંધ પર ઉપાડી લીધો છે!

હજારો–હજાર સ્વયંસેવકો આજે વગર થાકયે રાતદિન સખત પરિશ્રમ કરી રહ્યા છે!

રોજને રોજ આ રાહત કામ વધતું જ જાય છે–રોજને રોજ નવી નવી સંસ્થાઓ ભૂખે મરતાં ભાંડુઓને જમાડવાનો ભાર ઉપાડવા આગળ આવી રહી છે

પુષ્કળ ધન, સસ્તું અન્ન, મફત અન્ન હજાર હાથે વહેંચાઇ રહ્યું છે. તમામ વર્ગોમાંથી આ સેવાઓ માટે સેંકડો માણસો નોંધાઇ રહ્યાં છે.

આ થાય છે–કારણ આશાનો ને સેવાનો એ જ એક માત્ર સાચો માર્ગ છે. દેશની તાકાત અને પ્રજાની જીવન શકિતના પાયા પર જ એ માર્ગનાં મંડાણ થયાં છે!

*

સુરજમલ નગરમલ નામના એક મોટા મારવાડી વેપારીએ એક સમૂહ રસોડું જેને

'લંગરખાના' કહે છે, તે અહીં ખોલ્યું છે. ચાલો જોતા જઇએ. અમને થયું કે કમ્યુનિસ્ટોને કદાચ અંદર તો પેસવા દે, પણ ફોટા બોટા ન ય લેવા દે! તોય અમે ગયા તો ખરા. બધે ફેરવી અમને આખું લંગરખાનું બતાવ્યું. હજી ભદ્રલોક એટલે મધ્યમવર્ગના લોકોએ આ રસોડાંનો લાભ લેવાનુ શરૂ કર્યું નથી. માત્ર ફેરિયાઓ, શાકભાજી વેચનારા, કુલી લોકો, ને વસવાયાં—કારીગરો જ અહીં આવે છે

દરેક ટકે બે આના લઈ, ખીચડી આપવામાં આવે છે.

*

## "નિર્મળ માનવતા"

ટ્રામમાં બેસી અમે બાલિયાગંજ પહોંચ્યા. રોટરી કલબવાળા સુસંસ્કૃત યુરોપિયનો ને અર્ધા યુરોપિયન બની ગયેલા હિંદીઓએ ખોલેલું આ અન્નસદાવ્રત છે. અહીં ઉચ્ચ સોસાયટીની બંગાળી મહિલાઓ અને સજ્જનો પોતાને હાથે જ ગરીબગુરબાંને મફત

અન્ન વહેંચવામાં મદદ કરે છે. રેડીકલ ડેમોક્રેટીક વોલંટીઅરો એમના આ કામમાં મદદ કરે છે.

'મુક્તિફોજ'ની ઢબે બરાબર શ્રીમંતાઇ ભર્યો ખોરાક અહીં આપવામાં આવે છે. બાળકો માટે દૂધ, બિસ્કીટ અને બીજાં માટે ખીચડીનું ભોજન અહીં વહેંચવામાં આવે છે.

લગભગ હજારેક માણસોની ગીરદી જામેલી છે. "નિર્ભેળ માનવતાની" લાગણીથી આ રસોડું ખોલવામાં આવ્યું છે. એટલે વ્યવસ્થા અને શાંતિ જાળવવા અવારનવાર દંડા નો આશરો પણ અહીં લેવો પડે છે!

મફત ધાન ખાનારાંઓ ગમે તેમ કહો તો ય આખરે હલકાં જ ઠર્યાં! ને કદીક એમને શાંત રાખવા દંડાનો સ્વાદ ચખાડવો ય પડે તો તેમાં કશી જ હરકત નથી.

ભીખારીઓ પ્રત્યે માયાળુપણું, દયા ને ઉદારતા બતાવવાના ઉદ્દેશથી આ સદાવ્રત ચાલતું હતું. એટલે આપણા જ લોહી માંસ સમા પોતાના લોકોની સેવા બજાવી રહ્યા છીએ, એવી કોઇ ભાવનાને તો અહીં સ્થાન જ નહોતું.

પણ. અમારા કૅમેરાએ એકદમ કંઇક જાદુ કરી નાખ્યો જાણે!

પેલાં શ્રીમતીએ એકદમ દંડાબાજી બંધ કરી. બીજા લોકોએ એમની પાસેથી પસાર થતાં કહ્યું, "ઓહ! દંડો બાજુએ મૂકો, તમે આ લોકોને ક્યાંક બીવડાવી ભગાડી મૂકશો."

કોણ જાણે કોને બીવડાવી ભગાડી મૂકવાની વાત હતી? દયામાયાની મૂર્તિસમાં શ્રીમતીનો ફોટો લેતા અમને? કે પછી ભૂખે પેટે ખીચડીની માળા જપતાં ગરીબ લોકોને?



## બાબુ, એ જ રૂપિયામાં આ છોકરો...

ત્યાંથી આગળ ચાલતા ચાલતા અમે કલકત્તાના પરા જેવી કામદાર—વસ્તીમાં પહોંચ્યા. વરસાદને લીધે રસ્તા કાદવ—કીચડ અને પાણીનાં ખાબોચિયાંથી લચપચ થઈ રહ્યા હતા.

સામે જ સસ્તા અનાજની દુકાન છે. એના મોં આગળ સ્ત્રી—પુરૂષોનાં જુથ અત્યારથી પોત-

પોતાની જગા રોકી બેસી ગયાં છે. 'આવતી કાલે સવારે દુકાન ઉઘડે કે તુરત આપણને અનાજ મળી જાય!'

અમારા કેમેરામાં ફિલમ તો માત્ર બે જ રહી હતી. એટલે એની કરકસર કરવી જરૂરી હતી. એક નાનકડા ટોળા આગળ જઈ નીચે બેસી જઈ મેં આખા દ્રશ્યને કેમેરામાં ઝડપી લેવા, કેમેરાની સ્થિતિ ગોઠવવા માંડી.

મારી બાજુમાંજ એક બાઇ બેઠી હતી. સાત આઠ વરસનો એનો છોકરો પણ માની સોડમાં લપાઇને બેઠો હતો.

બાઈ ધીમે રહીને મારી પાસે સરકી આવી, મારા કાનમાં ગણગણવા લાગી:

"બાબુ, મને બે પૈસા આપશો?"

મારી પાસે પરચુરણ નહોતું, એટલે મેં એના હાથમાં આનો મૂકયો. ત્યાં જ બેસી રહી ઓર ધીમેથી ફરીને એણે બોલવા માંડયું.

'બાબુ, તમે આટલામાં જ કયાંક નજદિકમાં રહો છો? જુઓ મારે ૮–૯ વર્ષનો છોકરો છે,

પેલો ત્યાં બેસાડી આવી છું તે. તમારે એની કંઈ જરૂર છે? તમે તમારે ત્યાં એને નોકર તરીકે રાખી લો, તમારી પાસેથી માત્ર બે જ રૂપિયા લઈશ. ને ફરી પાછી હું કશું જ વધારે માગવા આવવાની નથી."

કશું જ બોલ્યા વિના હું ત્યાંથી ઉભો થઈ ગયો. સ્ત્રીઓ ને પુરૂષોનાં જુથ ઘડીએ ને પળે વખત જાય તેમ તેમ મોટાં થતાં જતાં હતાં. રાત થતાં થતાંમાં તો સેંકડો માણસો વરસાદ ને કાદવ કીચડમાં તર થયેલ આ રસ્તા પર બેસી થરથરતાં કાંપતાં આખી રાત વીતાવશે.



હવે તો માત્ર એક જ ફિલ્મ અમારી પાસે રહી છે. મારો સાથી બિરાદર કહે છે, "ચાલો હવે આપણા સમૂહ રસોડાનો એકાદ સ્નેપ લઇ લઇએ."

અમારી આત્મરક્ષા સમિતિ તરફથી અમે ય સમૂહ રસોડાં ખોલ્યાં છે. ને પરિસ્થિતિ સુધારવાની આશાએ રાતદિ' એની પાછળ મચ્યા

રહીએ છીએ.

રસ્તે ચાલતાં એડવોકેટસ એસોસિએશન તરફથી ચાલતું એક બીજું મફત અન્નાલય આવ્યું. પણ અમે તો અમારું પોતાનું રસોડું જોવા આગળ વધી રહ્યા છીએ.

મુકકર જગાએ પહોંચ્યા. જઈને જોઈએ તો ત્યાં એક બિરાદર સિવાય કોઇ છે જ નહિ. એણે કહ્યું. 'આપણું તો નાનું ;સરખું રસોડું, ૫૦, ૬૦ માણસોનું કામ...એ તો કયારનું પૂરું થઇ ગયું !"

મારી સાથેવાળા બિરાદર આથી જરા ય નિરાશ થયા વિના બોલ્યા, "ચાલો જલ્દી બીજે રસોડે જઈ પહોંચીએ !"

મેં કહ્યું, "ચાલો...!"

ત્યાં પહોંચ્યા ને જોયું તો અહીં પણ બધો મામલો કયારનો પતી ગયો હતો.

અમારાં રસોડાંનો એકે ય ફોટો અમે ન લઈ શકયા.

ખેર, જે થયું તે બરાબર જ થયું છે. આવડાં મોટાં મોટાં રસોડાનાં ચિત્રોની બાજુમાં

અમારાં રસોડાં સાવ નાનકડાં ને નજીવાં જ છે. એથી કંઇ બહુ અર્થ પણ સરવાનો નહોતો.

એમણે તો માત્ર આ માર્ગ ચીધવાનું કામ કર્યું છે, ને એ જ એમની વિશેષતા ને ખાસિયત છે. આપણા દેશના જીવન સત્વને વળગી રહી, અમે તનતોડ જહેમત ઉઠાવી આજસુધી કામ કરતા આવ્યા છીએ ને કરતા રહીશું.

## દેશદાઝની ભોંમાં કર્મનાં બીજ

અમારે હૈયે આશા છે કે, દેશાભિમાન અને દેશપ્રેમની ભોંયમાં વાવેલાં સક્રિયતાનાં આ બીજ, એક દિવસ જરૂર ઉગી નીકળશે, ને તે દિવસે દેશની જનતાના હૃદયમાં આશા ને ઉમંગની લીલોતરી વળી પાછી પલ્લવી ઉઠશે. હતાશા, દુઃખ ને અસહાયતાની કાળી અંધાર ઘેરી વાદળી દેશના આકાશમાંથી ખસી જશે ને લોકોના હૈયામાં આશાનો સૂર્ય ફરી પાછો ચમકી ઉઠશે.

કલકત્તાના દેશાભિમાની નાગરિકોએ મોટા પાયા પર આજે જનસેવાનું કામ ઉપાડી લીધું છે.

ઠેર ઠેર ઉગી નીકળતાં જનસેવાનાં આ કેન્દ્રો એ જ અમારી પરિશ્રમની સફળતા ને સંતોષનું કારણ છે. લોકો પ્રયત્નશીલ બની કાર્યમાં ડૂબશે તો દેશને તારવાનો દિન વહેલો ઉગશે !

*

## મૃત્યુની વણુઝાર !

સ્મશાન ઘાટ તરફ થઈને અમે પસાર થઈ રહ્યા છીએ. અહીં પણ કતારો જામેલી છે. પણ તે જીવતાં માણસોની નહિ, મરેલાં મુડદાંની !

ચિતાઓ સળગી રહી છે. એક એક મુડદું વારાફરતી બાળવામાં આવે છે. ચિતા પર ચડવાની રાહ જોતાં બાકીનાં મુડદાં ત્યાં જ ગોઠવાઇને પડયાં છે !

શબોને અગ્નિદાહ દેનાર ચંડાળ બિચારો એકલે હાથે મૃત્યુની આ ફસલ લણવામાં પહોંચી વળી શકતો નથી !

*

## માની સુકી છાતી ચૂસતું બાળક

અમે શહેર તરફ પાછા ફરીએ છીએ. પગ અમારા ફરી ફરી થાકયા છે. શરીર ને મન પણ થાકીને લોથપોથ થઈ ગયું છે. સેંકડો હજારો માણસોના થાકથી ઘસડાતા પગો...... હાડ પીંજર જેવાં સ્ત્રીપુરૂષો, માતાની સુકી છાતી ચૂસતાં હાથ પગ દોરડી જેવાં સુકલકડી બાળકો... ! માની છાતીમાંથી દૂધ તો ટીપેટીપું સુકાઈ ગયું છે, ને બાળક ચૂસે છે, તે તો એનું લોહી જ છે! એટલે બાળક ઓકે છે ત્યારે ય દૂધને બદલે એના મોંમાંથી લોહી નીકળી જ પડે છે, ફૂટપાથની જમીનપર પડ્યું બાળક ક્ષણભર તો ફાટી આંખે મા સામે તાકી રહે છે, ને પછી સદાને માટે આંખો મીંચી જાય છે. મા ચીસ પાડી ઉઠી ઠરીને શીંગડું બની ગયેલા બાળકને હાથમાં લઇ, છાતી સરસું દાબી રડવા મથે છે. પણ હાય, આંખમાં આંસુની તળાવડી ભરી હતી, તે કયાં? આજે તો એ ય ભુખના તાપે સુકાઈ ગઇ છે ને! આ શું?

આ લોહી અને શબોની કાળી કથાનું કલંક દેશભક્તને માથે જ ચોંટેલું રહેશે, જ્યાં સુધી એ જબરજસ્ત તાકાત લગાડી એને ભૂંસી નાખવા ઉભો નહિ થાય ત્યાં લગી–

રોજ ને રોજ દૂર દૂરનાં ને આસપાસનાં ગામડાંઓમાંથી અસંખ્ય માણસો ભટકતી ટોળીઓની જેમ અન્ન શોધતાં શોધતાં આ શહેર પર ઉતરી આવે છે. જમીન પર પોષાતો આખો ને આખો વર્ગ જાણે ઘરમૂળથી ઉખડી જવા બેઠો છે!

જો આપણે દેશભક્તો આ વર્ગને આજે અન્ન પૂરું પાડી, વધુ અનાજ ઉગાડવા પાછળ એની તમામ શક્તિ લગાડી દેવામાં નિષ્ફળ નીવડીશું, તો દેશનું આખું આર્થિકતંત્ર જ પાયામાંથી હાલી ઉઠશે–ખેદાનમેદાન થઈ જશે.

અને પેલી મૃત્યુની વણઝાર!...સસ્તા અનાજની દુકાનો સામે, ફૂટપાથ પર, સ્ટેશન નજીક, ભાંગીતૂટી, પડી ગયેલી ઝૂંપડીમાં ને મધ્યમવર્ગના માળાઓ સુધી પહોંચી જશે હો!

બે ટંક ખોરાક પરથી, એક ટંક પર, ને

એક ટંક પરથી ભૂખમરા સુધી...ભૂખમરાથી ફૂટપાથ પર ને ફૂટપાથ પરથી કચરા પેટીના એંઠવાડ ભણી... ને ત્યાંથી પછી કયાંક, કોક અંધારા ખૂણામાં ધબી પડી—સ્મશાને ઉતરેલી વણઝારમાં શામેલગીરી !

આ કરૂણાપૂર્ણ ને નિરાશાજનક પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવાની તાકાત એક માત્ર દેશભક્તોના જ હાથમાં છે. દેશને–જનતાને બચાવવાની શકિત એક એનાંજ બાવડામાં છે...

મારા હિંદવાસી બંધુ ! જાગ, તારા દેશની સંતાપગ્રસ્ત જનતા તને સાદ પાડી રહી છે!



---

આ પુસ્તિકા શરફ અથર અલીએ, "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦, બી. ખેતવાડી, મેનરોડ, મુંબઈ ૪ થી છાપી, અને જમનાદાસ મોદીએ ગુજરાત કમ્યુનિસ્ટ પાર્ટી (પ્રાર્થના સમાજ, અમદાવાદ) તરફથી પ્રસિદ્ધ કરી.

એને બચાવો."

બંગાળ તો આપણી પૂર્વની સરહદનો પ્રાણવાન પહેરેગીર છે. એને અડગ ઉભો રાખવો, એટલે આપણી માતૃભૂમિની હત્યારા જપાનીઓથી રક્ષા કરવી.

અને આજે બંગાળમાં પક્ષ, જાતિ, કે વર્ણના ભેદ વિના હજારોને રોજ જમાડતાં રાહત રસોડાં શરૂ થઇ ગયાં છે: દેશભરમાંથી ફંડ ઉઘરાવાઇ રહ્યાં છે. પંજાબ, સિંધ......વગેરે પ્રદેશમાં પડેલું અનાજ બંગાળ મોકલી આપવા પ્રાંતિક સરકાર ઉપર દબાણ થઇ રહ્યું છે. અને પ્રાંતિક તથા વડી સરકારના વડેરાઓ પણ રાહત માટે દોડધામ કરી રહ્યા છે. અલબત્ત, તાબડતોબ, તમામ પક્ષો એક થઇ આખી પરિસ્થિતિને હાથમાં નહિ લઇ લે, તો આવા પ્રયત્નો નિષ્ફળ નીવડશે !- આપણે માનવતાના પવિત્ર કાર્યમાં ફૂલ પાંખડી ધરી કૃતાર્થ થઇએ.

દિનકર મહેતા
મંત્રી : ગુજરાત કમ્યુનિસ્ટ પાર્ટી
પ્રાર્થના સમાજ: અમદાવાદ



[illegible]



[illegible]



મારા હિંદવાસી બંધુ! જાગ...
તારા બંગવાસી ભાંડુ ભૂખે મરે છે.
...જાગ. એમને ઉગારવાં તારે હાથ છે.
આપણી પૂર્વ સરહદના પહેરેગીરને
જીવાડવા તારે હાથ છે.........ઉઠ!